1924 5-6-7-9-24

# આનંદ-લહરી.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

## બાપુલાલ બી. નાયક.

મુંબઈ ગુજરાતી નાટક મંડળીના માલિક.

Reg/No ગોવિંદભુવન થીએટર, ભરૂચ.
241

આવૃત્તિ ૨ જી. પ્રત ૫૦૦૦


" ધી જૈન એડવોકેટ " પ્રિન્ટિંગ પ્રેસમાં,

શા. ચીમનલાલ ગોકળદાસે છાપી.

ઠે. ઘીકાંટા, નરસિંગભાઇની. વાડીમાં—અમદાવાદ.




સંવત ૧૯૮૦ સને ૧૯૨૪

મૂલ્ય ૪ આના.

# પૂર્વવૃત્તાંત

કુંડલગ્રામના રાજા વિરાગસિંહના ન્હાનાભાઈ લંપટસિંહને રાજ્ય લોભ થતાં શિકાર કરવા ગએલા પોતાના મ્હોટા ભાઈને સિપાઈઓના ટોળામાંથી છાની રીતે બંદુકની ગોળીથી ઠાર કરે છે. વિરાગસિંહની રાણીને સુવાવડમાં દવાને બદલે એક જમાદારમારફત ઝેર અપાવી મારી નખાવે છે. તેમજ તેના બાલક કુંવરને જીવતો દાટી દેવા જમાદારને સોંપે છે. જમાદાર એક પહાડની ખીણમાં બાલકને દાટી દેવા જતાં એક ચિત્રકાર પહાડી જંગલનો દેખાવ ચીતરવા બેઠેલો તેને આ બનાવ નજરે પડતાં તે જમાદારને સપડાવે છે. અને વાત છાની રાખવા કહી બાલકને સ્વાધીન લેઈ લે છે,

બાલકને સારા સંસ્કારથી ઉછેરી પોતાની કલા તેને શીખવી અઢળક દોલતનો વારસો આપી નોતમ ચિત્રકાર સ્વર્ગવાસ થાય છે. કુંડલગ્રામની ગાદી લંપટસિંહ નિશ્ચિંત રીતે ભોગવે છે. કોઈને ખબર નથી કે ચિત્રકાર લહરીકાન્ત તે રાજ્યનો ખરો હકદાર વારસ છે, તેમ લહરીકાન્ત પણ જાણતો નથી કે હું એક રાજકુમાર છું. ચિત્રકલામાં પોતાનું જીવન વ્યતીત કરતો તે ઉત્તમ ચિત્રકાર તરીકે દેશપરદેશમાં પ્રખ્યાત હતો. આજે શરદ્મહોત્સવમાં ભાગ લેવા તે આવેલ છે. અને આનંદરજનીનો હૈયાહાર બને છે. ત્યાંથી નાટકની શરૂઆત થાય છે.

# પાત્રોની નામાવલિ.

---

"આનંદરજની" અને
"લહરીકાન્ત"–એ બન્ને મુખ્ય પાત્રોના નામના આગળના અક્ષરો ઉપરથી નાટકનું નામ **આનંદ-લહરી** રાખ્યું છે, પણ તેમનુ ટુંકું નામ "રજની અને કાન્ત" બોલવામાં આવે છે.

---

## પુરૂષપાત્રો

**લહરીકાન્ત**—સ્વર્ગસ્થ રાજા વિરાગસિંહનો ગુમ થએલો પુત્ર અને વૃધ્ધ નોતમચિત્રકારનો પાલકપુત્ર, આનંદરજનીનો હૃદયહારક પ્રિયતમ.

**લંપટસિંહ**—કુંડલગ્રામનો ધણીરણી થઈ પડેલો વિષયલંપટ રાજા, લહરીકાન્તનો કાકો.

**નરેન્દ્રસિંહ**—પાટનગર વિજયનગરના મહારાજાધિરાજ.

**અમરસિંહ**—મર્હુમ દીવાનનો પુત્ર, આબરૂદાર ઉમરાવ.

**છેલસિંહ**—કુંડલગ્રામના જૂના જાણીતા ખજાનચી, રજનીને પરણવાને ઉમેદવાર.

**જમાદાર**—લંપટસિંહનો વિશ્વાસુ નોકર, તેનાં દરેક કાવત્રાંનો સહાયક.

**વ્યતિપાત**—છેલસિંહનો હાધારંગો દીકરો.

**ભીમ**—છેલસિંહનો પ્રીતિપાત્ર ભત્રીજો.

**જંબુર**—છેલસિંહનો નિમકહલાલ નોકર.

ઉપરાંત નાગરિકો, રાજા, મહારાજાઓ, કંચુકીઓ, નોકરો વગેરે.

---

## સ્ત્રી પાત્રો.

**આનંદરજની**—લહરીકાન્તની હૃદયેશ્વરી પ્રિયતમા, અમરસિંહની બ્હેન.

**મેના**—રજનીની સખી, એક દાસી, અમરસિંહને શુધ્ધ પ્રેમથી ચાહનારી.

**કોકિલા**— લંપટસિંહની પુત્રી, અમરસિંહના અંતરનેઆકર્ષણ કરનારી.

**શીલવતી**—લંપટસિંહની પત્ની, કોકિલાની માતા. સમ્રાટ્ નરેન્દ્રસિંહની પુત્રી.

ઉપરાંત બાલાઓ, સખીઓ, દાસીઓ, વગેરે. વગેરે.

**સ્થલ**—કુંડલગ્રામ ને વિજયનગર.



# આનંદ-લહરી.

---:o:---

## નાટકનું દિગ્દર્શન.

---:o:---

### અંક ૧ લો.

**સ્થાપના**—બાલાઓ નાન્દી કરે છે. એક બાલા આવી તેમ કરવાનું કારણ પૂછતાં, નાન્દી કરવાનો હેતુ સમજાવી નવીન નાટ્ય ભજવવાનું સૂચન કરે છે. એટલામાં બની ઠનીને હર્ષભેર જતાં નાગરિકોને જોઇ આ બાલાઓ પણ શરદ્‌મહોત્સવમાં આનંદરસ લેવાને ઉપડી જાય છે.

**પ્રવેશ ૧ લો**—શરદ્‌પૂર્ણિમાની સુંદર રાત્રિના મહોત્સવમાં નાગરિકજનો એકઠા થાય છે, ત્યાં સાહેલીઓ સાથે આનંદરજનીની રસીલી ગોષ્ઠી થતાં, પોતાની ટોળી સાથે આવેલો છેલસિંહ રજનીનું સૌંદર્ય જોઇ મોહિત થાય છે. તેવામાં રમતગમતમાં રજનીના કંઠનો હાર ખોવાતાં સખીઓ તેની શોધ કરે છે. તે હાર લહરીકાન્તના હાથમાં આવે છે. મેના તેનું તેજ, સૌંદર્ય જોઇ રજનીનેજ હાથોહાથ આપવાનું કહે છે. રજની ત્યાં આવતાં, મનોહર કાન્તને નિરખી મુગ્ધ બને છે. પરસ્પર પ્રેમ થતાં કાન્ત પોતાને હાથેજ તેને હાર પહેરાવે છે. આનંદ-લહરી પ્રેમવશ. રાજા લંપટસિંહ એ ચેષ્ટા જોઈ દ્વેષથી બળી ઉઠે છે.

**પ્રવેશ ૨ જો**—અમર અને કોકિલાની મધુરી ગોષ્ઠી થયા બાદ બંસીનાદ, ત્યાં મેના આવે છે. અમર પ્રથમ મેનાને ચાહતો તે યાદ આપી પ્રેમની માગણી કરે છે, અમરનો તિરસ્કાર, મેનાનો સંકલ્પ.

**પ્રવેશ ૩ જો**—અમરસિંહ લાખોનો ખર્ચ નીભાવવાને, મધરાતે જંગલમાં આવી વાઘનું ચર્મ પહેરી વાઘ બની, મુસાફરોને ફસાવી લૂટી લેતો, એક દિવસે ભૂલા પડી આવેલા છેલકાકાને પકડતાં, તેની ટોળીના હાથે સપડાઇ જવાથી, પોતાની આબરૂ ન જાય માટે અમર, છેલસિંહ અને ભીમના પ્રપંચમાં આવી જઇને બુઠ્ઠા છેલકાકાને રજની પરણાવવાને વચનથી બંધાઈ જાય છે.

**પ્રવેશ ૪ થો**—રજનીની વિરહાવસ્થા અમરનું આવવું. અમર રજનીને છેલસિંહ જોડે પરણવાનો આગ્રહ કરે છે. રજનીનો તિરસ્કાર. અમર મરવા તૈયાર થાય છે. મેના સમજાવે છે. રજની આવેશમાં મેનાને લઈ કાન્તને ઘેર ચાલી જાય છે.

**પ્રવેશ ૫ મો**—કાન્ત વિરહમાં ઝુરતો રજનીની છબી ચિતરી રહ્યો છે; ત્યાં મેના આનંદલહરીને ગાંધર્વ-લગ્નથી જોડે છે. પ્રેમીયુગલ લગ્ન નોંધાવા લંપટ સિંહરાજાના રાજમહેલ તરફ ઉપડી જાય છે.

**પ્રવેશ ૬ ઠ્ઠો**—છેલકાકાનો પુત્ર વ્યતિપાત, પોતાના બાપ ઉપર ખીજાઈ નિમકહલાલ નોકર જંબુરના કહેવાથી લગ્નમાં વિઘ્ન નાંખવા તૈયાર થાય છે. વ્યતિપાતને

મેનાની ગમ્મત, રજનીના વેશે બાપને પરણવાની બેટાની તૈયારી; ને છેવટે બાપબેટાનાં લગ્ન.

**પ્રવેશ ૭ મો**—રજની અને કાન્ત લગ્ન નોંધાવવા આવે છે રાજાનો મોહ, રાણીની ચતુરાઈ. તેવામાં છેલકાકાનું ધાંધલ પણઆવી પહોંચેછે, વ્યતિપાત ઉઘાડો પડે છે. બુઢ્ઢાકાકાની ફજેતી. છેલકાકાની ફરિયાદ. રાજા રજની મેળવવા ખાતર કાન્ત, અમર ને મેનાને કેદ કરે છે. રજનીને જનાનખાનાનો હુકમ. કોકિલા અન્યાયથી ઉશ્કેરાઈ જાય છે; રાજા તેને પણ કેદ કરવાનો હુકમ કરે છે. રાજાનો અન્યાય અને ત્રાસ.

ટેબ્લો.

——:o:——

## અંક ૨ જો.

——:o:——

**પ્રવેશ ૧ લો**—રજનીને મેળવી આપવા રાજા મેનાને લાલચ આપે છે. મેના કેદમાંથી છૂટવા રાજાને બનાવે છે. રાજા મેનાને વિશ્વાસુ માની, છેલકાકાને ઠાર કરવા ઝેરની શીશી તથા ચીઠ્ઠી ખાનગી રીતે ભીમને આપવાનું કહી મેનાને આપે છે. છેલકાકાને બચાવવાની મેનાની યુકિત. કોકિલા અને મેનાની અમરને છોડાવવાની ગોઠવણ.

**પ્રવેશ ૨ જો**—રજની મેનાનો મેળાપ. મીઠા સંગીતથી રજનીને નિદ્રા. મેનાનું છેલકાકાને બચાવવા જવું, ત્યાં રાજાનું આવવું. લંપટની લંપટતા. રજનીનો તિરસ્કાર. છેવટે બલાત્કાર કરવા જતાં રાણી આવી રજનીને બચાવે છે. રાણીને બંધીખાનાની ધમકી.

સાધી સમય વિચારી, તક વીતાવવા રાજાને કાન્ત પાસેથી ફારગતી લખાવી પછી રજનીને પરણવાનું કહી છેતરે છે.

**પ્રવેશ ૩ જો**—છેલકાકા રજનીનો ગમ ભૂલવા દારૂમાં ચકચૂર રહે છે ત્યાં ભીમ સંકેત મુજબ કાકાને નાચ રંગમાં ગુલતાન બનાવી, દારૂના પ્યાલામાં શીશીનું ઝેર રેડી નાયકાને હાથે પાઈ દે છે, પણ મેનાએ ઝેર કાઢી લઈ તેને બદલે મૂર્છાની દવા નાંખેલી હોવાથી છેલકાકા બેભાન બની જાય છે. લુચ્ચો ભીમ વગેરે છેલકાકા મરી ગયેલા માની ત્યાંથી ન્હાસી જાયછે. છેવટે વ્યતિપાત તથા જંબુર મેનાની ગોઠવણ પ્રમાણે તેને ઉપાડી મેનાને ત્યાં લઈ જાય છે.

**પ્રવેશ ૪ થો**—કેદમાંથી છૂટેલા અમરને કોકિલા વિજયનગર લઈ જાય છે.

**પ્રવેશ ૫ મો**—રાજા કેદખાનામાં કાન્તના મનમાં રજનીના પ્રેમ માટે શંકા ઉત્પન્ન કરે છે. અને તે રજની મને પરણવા તલસી રહી છે; એમ કહી કાન્તને ભંભેરેછે. કાન્ત તેને ધિક્કારી કાઢે છે એટલે રાજા પોતાની રજની સાથેની બનાવટી છબી દેખાડી કાન્તને ઉશ્કેરે છે. અને રજની ફારગતી માગે છે એમ સાંભળતાં, કાન્ત રાજા ઉપરનો રજનીનો પ્રેમ નજરે જોવા કહે છે. રાજા કબૂલ કરી લઈ જાય છે.

પ્રવેશ ૬ ઠ્ઠો—રાજાની મુઝવણ. આરસા ઉપરથી સુઝેલી યુક્તિ. ત્યાં એના નીચ સોબતી જમાદારનું આવવું મહુમ રાજારાણીના ખૂનના બદલામાં લખી આપેલી જાગીરોના દસ્તાવેજોમાં સહી કરવા કહેવું. રાજા કંટાળીને સહી કરીને આરસાવાળી યુક્તિમાં મદદ કરવાનું ફરમાવે છે. કાન્તને છજા ઉપર છાનામાના ઉભા રહેવાનું કહે છે. પાછળ છુપી રીતે જમાદારને બંદુક તાકી ઉભો રાખે છે. પછી રજનીને કહે છે કે મારા કહેવા પ્રમાણે નહીં કરે તો પાછળ બંદુક તાકીને ઉભેલો જમાદાર કાન્તને ગોળીથી ઠાર કરશે. રજનીની મુઝવણ. પુતળા માફક જડ બને છે. રજની એ ચેષ્ટા સહન નહિ થવાથી મૂર્છા પામી રાજાની છાતીપર ઢળી પડે છે કાન્ત તેને પ્રેમચેષ્ટા માની ઉશ્કેરાઈ જાય છે. કાન્ત આવેશમાં આવી મહાનદીમાં પડે છે. રજની તેની પાછળ પડે છે. રજનીને બચાવવા રાજા જમાદારને ધકકો મારી મહાનદીમાં ફેંકે છે. ને પોતાના પાપના સાક્ષીને ઠાર કરવા ઉપરથી ગોળીબહાર કરે છે.

## અંક ૩ જો.

——:o:——

પ્રવેશ ૧ લો—યાવનમાં આવેલી કોકિલાનો સખીઓ સાથે વિનોદ, ત્યાં તેનો પ્રેમી અમર આવે છે. પ્રેમી-યુગલની પ્રેમચેષ્ટા થયા બાદ મહાનદીમાં કોઈ તણાતું જણાય છે. અમર તેને ડુબતો બચાવવા નદીમાં પડે છે. અને બહાર કાઢતાં લહરીકાન્ત ઓળખી ખુશ થાય છે.

**પ્રવેશ ૨ જો**—રજનીને મચ્છીમારોએ બહાર કાઢી છે. અને રાજાના માણસે એક સુંદર પુરૂષ કહાડેલો છે, એમ જાણી રજની વેશ બદલીને મહેલ તરફ જાય છે.

**પ્રવેશ ૩ જો**—કાન્તની ઉન્માદાવસ્થા, એટલામાં અંદરથી મર્મભેદક સંગીત, કાન્ત ગાનારને બોલાવી મગાવે છે. રજનીને કાન્તનો પરસ્પર અર્થસૂચક સંવાદ, કાન્ત રજનીના સંગીતમાં લીન બની નિદ્રાધીન થાય છે. રજની ચરણચંપી કરતાં કાન્ત ઝબકી ઉઠી તેનો તિરસ્કાર કરે છે. રજની પોતાનું ઓળખાણ આપે છે. કાન્ત આનંદના આવેશમાં, પણ પૂર્વ પ્રસંગનું સ્મરણ થઈ આવતાં આ કોઈ ઢોંગીલી સ્રી છે એમ માને છે. કુમારીની દાસી આવી રજનીને કાઢી મૂકે છે; બાદ અમર તેની શોધમાં જાય છે.

**પ્રવેશ ૪ થો.**—છેલકાકાને મેના બૈરી વેશે છૂપાવી અહિં લઇ આવી છે. તેને નદીમાંથી નીકળેલા કપડાં સૂકવતા જમાદારને બતાવી તેની સાથે મેળકરી લેવાનું જણાવે છે મેના જમાદારના કપડાં પાસેથી માદળિયું લઇ ચાલી જાય છે. બાદ છેલકાકા અને જમાદારની ગમ્મત. મેનાને રજની યોગિનીના વેશમાં મળે છે. પરસ્પર ખુલાસા થાય છે. અમરસાથે મેળાપ છેલકાકાનો બૈરીના વેશમાંથી છૂટકારો, અમર તેમને મળી એક સંપથી રાજાધિરાજને ફરિયાદ કરવાનું કહે છે. રજનીનો ઉપદેશ, યોગીવેશે, રજનીને મહારાજાધિરાજ સાથે મેળવવાનો સંકેત.

**પ્રવેશ ૫ મો.**—કોકિલાને યોગીરાજની ખબર તેનું દાદાજી પાસે જવું. મોટી પદવી મળવાની લંપટસિંહને આશા અને ખુશાલી. યોગીરાજ—રજની તથા મહારાજા-

ધિરાજનું આવવું, ને રાજકાજ માટે મહારાજાધિરાજનું લંપટસિંહ સાથે જવું. રાણી, કોકિલા અમરને ચાહે છે, તેથી ખિન્ન બની તેને વારવા યોગી-રજનીને કહે છે. રાણી જાય છે. પાછળથી મેનાએ પોતાનાપર કરેલા ઉપકારોનો બદલો આપવાની રજનીની લાગણી. મેનાને સતીના ધર્મ સમજાવી કબુલાત લઇ લેવી.

પ્રવેશ ૬ ઠ્ઠો—યોગી-રજનીનો કોકિલાને ઉપદેશ. ત્યાગી કોકિલા મેનાને ત્યાગ આપવા તૈયાર બને છે. કોકિલાને મેનાનો અમર સંબંધી સંકેત, પુરૂષ-વેશધારી મેના ને કોકિલાની ગમ્મત. અમરનો ગુંચવાડો. છેવટે બન્ને પરસ્પર હસ્ત મેળાપ કરાવી અમરને વરે છે, મેનાના પ્રેમવીંછુડાની વેદનાનું ઉપશમન.

પ્રવેશ ૭ મો.—માંડલિક રાજાઓના રાજવહીવટનો હીસાબ તપાસી મહારાજાધિરાજ સહુ રાજાઓને યોગ્યતા મુજબ પદવી દાન કરે છે. તેમાં લંપટ-સિંહનું ભોપાળું ખુલ્લું થવું. રજનીની નિર્દોષતા સાબીત થવી. આનંદ—લહરીનો મેળાપ, અમરને કુંડલગ્રામની ગાદી ને કાન્તા મહારાજાધિરાજ. છેવટે આનંદ આનંદ.



ૐ

શ્રી પરમાત્મને નમઃ

# આનંદ-લહરી

## નાટકનાં ગાયનો.

### અંક ૧ લો.

બાલાઓ— ૧

નટવર ! વંદુ વ્રજવર ! સુખ કર
પદકિંકર કર તનમનથી ચાહું ----નટવર૦
રસઘન ! રસભર નિજજન દુઃખ હર
પ્રેમ પૂર્ણ ધરી મંગલ ગાઉં —નટવર૦

બાલાઓ— ૨

જઇએ જઇએ લઈએ રસલઈએ
જન જાયે સુખ થાયે
ઝુમ ઝુમ કરી લટકે જઇએ
સૌ સુહેયે —રસલઇએ૦
ફરિયે હૃદય રિઝઈએ
ગીત ગઇએ ચિત્ત ચહિયે
શશિ કિરણ ઝરણ પી લઈએ
શીત થઈએ —રસલઇએ૦

રજની— ૩

શોભે ચાંદિની છાઈ આ
શોભે સૌ ચકોરી —શો૦
કમલિની ધીર નીર સુંફાલે !
રીઝે સકલ કિશોરી —શો૦

રજની તથા સખીઓ—૪

કલહંસમણિ ! માનસરોવરમાં આવોરે —કલહંસ૦
શુદ્ધ નેહ કરિ રૂડા સુરસ સુજલ સોહે
કોમલ કુમુદ ખીલ્યાં મુનિજન મન મોહે
ખીલી આ શરદ કેરી રાત, લ્યો લ્હાવોરે —લ૦
આનંદ આંસુઓ તણા મોતીકણા વેરૂં ઘણા
આપું કમલના તાંતણા દઉં ફુલડાંથી વધામણાં
તુજ ચાલ સુંદર નહિ મણા દરશાવ અહિં સોહામણા !
વાણી સુણાવ રસાળને દીપાવ માનસઆંગણાં
જલ દૂધ વિષે તુજ ચંચલતા
કરી નાચ તથા રસકેલિ કથા
અમનેજ જણાવ મનોહરતા તું કૃપાકર થા —કલ૦

—:o:—

રજની— ૫

મ્હારા હૈયાના હાર ! મ્હારા પ્રાણના આધાર !
મ્હારે ઉર રે'જો —મ્હારા૦
હૈયે રે'જો મ્હારે કંઠે રે'જો
મ્હારે હૃદયે રે'જો —મ્હારા૦
પ્રીતિ જાગી જોયા જ્યારથી
પ્રાણ પ્રાણથી મળ્યા મળ્યા ત્યારથી
કરૂં જીવથી જતન મ્હારા અણમુલા રતન !
મ્હારે હૈયે રે'જો —મ્હારા૦

—:o:—

કોકિલા— ૬

બંસીવાલા કેશે લગની રે લગાવી
લગની રે લગાવી પ્રીતડી રે જગાવી —બંસી૦

પ્હેલાં નવ જાણ્યું કાંઇ પ્રીત શું હસે રે બાઇ !
હવે તો.ગઈ ધવાઇ શુધ બુધ સૌ ભૂલાઇ
જાદુગરા શ્યામે ભોળીને ભરમાવી
કામણગારા કાને ભોળીને ભરમાવી —બંસી૦

——:o:——

મેના—

૭

રે તપતી શું તરછોડો આ દાસી !
પ્યાસી ઉદાસી
વાલમ ! આશા ભરી હું નમતી —રે૦
દિલ શું ન દયા વસતી !
પિયુ ! પિયુ ! માનો વિનતિ
ગુણગાતી સ્નેહન્હાતી રોતીરે હું ઝુરતી —રે૦

——:o:——

રજની—

૮

કોણજાણે કામબાણે
કેવી લગાડી મોહિની પિયુની મોહિની
હૈડે જડી મૂર્ત્તિ હેમની
વિયોગી પ્રાણપ્રેમની —લગાડી૦
રગે રગમાં અનંગે ચમકે કામિની
નાથ ! આપ નામની: જગાવે ધૂન કામિની
હું ભાન ભૂલી ભામિની
બ્હાવરી બ્હીલી બની —લગાડી૦

——:o:——

રજની— ૯

રે....આવ્યો કલિયુગનો આ જમાનો
બ્હેન વેચી ભાઇ પેટ ભરવાનો —રે૦
નીતિ ને ન્યાયનું નામ નહિ રે'શે
અપંગ ધર્મ થવાનો
સંતને મહંતને કોઈ નહીં માને
ધૂર્ત દાંભી ફાવવાનો —રે૦
વણજ વેપાર દગાબાજીથી ચાલશે
વચન વ્હેવાર જવાનો
કન્યાવિક્રય કરી માત તાત ગાચશે
પરણ્યો પરણી તજવાનો —રે૦

રજની— ૧૦

આ હૈયે ઝૂલો ઝૂલો વ્હાલા !
વેલ ફાલી આ રસાલા !
આવો આવો લ્હેરી લાલા !
પીયો પીયો આ પીયુષપ્યાલા —આ હૈયે૦
રસભોગી તમે રસ રેલું હું રસઘેલા !
રસ ખેલી હશે સ્મર છેલા હાં અલબેલા !
આવો લ્હાવો લ્યો રઢીયાળા !
ઋતુ ખીલી નવી લટકાળા ! —આ હૈયે૦

૧૧

મેના—સુખમાં વસજો રસમાં રમજો હાં વ્હાલાં
સંસારમાં આચારમાં સુવિચારમાં
રજની—પતિ ચરણ કમલ રજ ધારૂં તન મન વારૂં
આ દિલદારમાં આનંદે આ ભરથારમાં—સુખ૦
મેના—લોકહિત ધરજો ઉમંગે રે ' જો
કરજો ના, ફરજો કરજો રંગીલાં !

કાન્ત—અમ સાથમાં રહિશું જી હાં બન્નુ પ્યારમાં
બધાં—હરિને નમીને તરશું જી આ સંસારમાં —સુખ૦

સખીઓ— ૧૨

મારી રજનીનું વદન સોહામણું સાહેલડી !
પેલા વરનું મુખડું લજામણું
લટકેથી લાગે છે બ્હીયામણું સાહેલડી !
મારી રજનીનું અંગ છે ફાંકડું સાહેલડી !
પેલા વરનું ડોકુ વાંકડું
લટકાળું જાણે ઘરડું માંકડું સાહેલડી !

—:o:—

વારાંગનાઓ— ૧૩

સૈયાં મોરારે મતવારે
વારિ રે વારિ રે વારવાર ડારી —સૈયાં૦
એક હાથ મોરે ભરી સુરૈયાં
ધીટ લંગરવા તોરા
જોજોરે મનમાને તો તો
પિયુ મતવાર ડારી —સૈયાં૦

## અંક ૨ જો.

—:o:—

મેના— ૧૪

નજરમાં ન્યાયરે ના જરા
જોય નરપતિ અરે નીચ ખરા —નજરમાં૦
ભૂમિના રક્ષક ધન લુંટનારા
પૂરી કેદ જનને ડુબવતા —નજરમાં૦

રજની— ૧૫

કઠિન રંગ કેવો હરિ ! આ અરે આ

ક્યાંહિ મમનાથ મુજ સાથ ક્યાં હી બાત—કઠિન૦
હાય રાત દિન થાય પીડા બહુ
વ્હાય અહો મજનાથ ! —કઠિન૦

મેના— ૧૬

જોજોરે શુભ નભ ચંદ્ર હંસ જેમ જલમાં દીસે
તારા સૌ સુંદર વિલસે —જોજો૦
મંદ વહે વન પવન સુગંધિત
ઉરે કામશર શું વરસે —જોજો૦

રજની— ૧૭

જા નફટ ફટ જારે જાજા
દુષ્ટ દંભી દારૂણ નીચ જારે
ડર ધારે વ્યભિચારે નારે ? —જા૦
ટળ ટળ અહિંથી ન કરગર શ્વાન સમ
શઠ ! આવો જોર જૂલમ
જન પર ધારે —જા૦

ગુજરાતી નાયકા— ૧૮

રસભર લીયો સરસ મધુ પીયો
છેલા ! વારી જાઉં
મદભર થાઓ જોબન ન ગુમાવો
ઉડાવો —રસભર૦
મારી નેન કટાર કાં ઘાયલ કાય કરાય ?
કારી દરદ દિલે થતાં હારી જીવ મુંઝાય૦
ખેલ ખેલોને રસીલા !
રંગ રેલો રંગીલા !
પ્રેમની આ સુધાને પીઓ પાઓ— રસભર૦

કોકિલા— ૧૯

ચાલ ચાલ શાણા ! મ્હારી સંગમાં !
હોંશીલા રસીલા વ્હાલા બંસીવાલા !
તું વિના કદી ના રમું રંગમાં —ચાલ૦
જલહીન જેમ મીન દીન બાલા
માન માન સાન ભાન ન ભૂલાવ હઠીલા !
ગાઈ ગાન સુખ આપ સુશીલા !
રમશું ભમશું નિશદિન મન મુદભરમાં—ચાલ૦

અંક ૩ જો

—:o:—

સખીઓ— ૨૦

ધવાઈ ગઈ સજનિ ! રંગાઈ પ્રેમરંગમાં
હારે થાય થનથનાટ તનમનાટ અંગમાં—ધવાઈ૦
યૌવનસાગર ખળભળે મદનપવન તોફાન
કાયાનૌકા ડગમગે સુઘડ અહેજ સુકાન
મદમાં છકેલી છેક છબીલાના સંગમાં—ધવાઈ૦
યૌવનવન ઝુકી રહ્યું મદનતાપ ઉકળાટ
લળી લળી પળપળ એ જુવે વનમાલીની વાટ
મોહમાં મચેલી પ્રેમઘેલડી ઉમંગમાં—ધવાઈ૦

૨૧

સખીઓ—મદભર બોલો રસાળાં !
નખરાં અલિ ! ત્હારાં રૂપાળાં
મનહર બંસરીવાલા —મદ૦
કોકિલા—પજવો મ્હને શું ઠાલાં !
સખીઓ—તજ સૌ ચાળા
કોકિલા—ના ના ના ચકવો વ્હાલાં !
સખીઓ—રંગીલી રસરંગમાં રમ બાલા ! મદ૦

સખીઓ— ૨૨

પાધરે પંથે જા ગુમાની ! પાધરે પંથે જા
સુંદરી સામા જોઈ જાદુગરી આંખના ન કર ઘા
રસિયાજી ! આવી નાજુક વયમાં અવળાં લક્ષણ આ
છઠીલા ! પાધરે પંથે જા, રસીલા ! પાધરે પંથે જા—પાધરે૦
વાત કરૂં જરા છાતીએ ચાંપુ કે ચુંબન આપું હા
હંત ડંખે એવા અધરામૃતની સારૂ ધસીને ના
છોગાળા ! પાધરે પંથે જા
છબીલા ! પાધરે પંથે જા —પાધરે૦

૨૩

અમર—અરે હાં છબીલી ! છણકા છોડી
આ છબીલાને છાતીએ લગાવો —અરે૦
પ્રીતે અધરામૃત પાઓ
તરસ્યાને ના તલસાવો —અરે૦
કોકિલા—હાં હાં અલબેલા ! આઘા રહો
અડશો નહિ મુજને જાવા દો
અમર—હવે થાવા દો મન માન્યું માનિનિ થાવા દો
કોકિલા—હવે જાવા દો હવે જાવા દો
અમર—જાઓ કયાં આવો આવોરે —અરે૦

મેના— ૨૪

મળીયાં સજન જાગી આશમોરી
અહિં આવેલી સુણી સાહેલી
થાય મોહ મન અપાર
પણ થાકી હું રખડી ના સખી જડી—જાગી આશ૦
યાચું હું જગદીશ ! અંતરમાં
સ્હાય કરો વન વનમાં ફરતાં
સજની કારણ પ્રેમઘેનમાં પડી —જાગી આશ૦

રજની—　　　　૨૫

ચરણ શરણ જઇ પામું પાવનમન
નિરખું પ્રિતમવદન મનોરમ
છો મુજ અંગ અનલ વરસત　　—ચરણ૦
નભ ઘન નાદ પવન વન તોપણ
માનું સુંદર મન પિયુદરશન　　—ચરણ૦

રજની—　　　　૨૬

રે પાણીડાં ગ્યાંતાં ભરવા સ્નેહસરોવર આરે

રે આનંદે મદભરિયાં ભોળાં આશાને ઉલ્લાસે

જલ ભરી પાછા વળિયાં બેડાં દૈડાં ઘાટે મૂક્યાં
જલ ભરિયાં કે ઝેર ભર્યાં એ જોતાં ઘેલાં ચૂક્યાં

ધોમધખે દુઃખડાંના તાપે તરસે કંઠ સૂકાયા
હોંશ ધરીને ભરિયા પ્યાલા પીધા પ્રાણ બચાવા

રગરગમાં વિષ વ્યાપ્યું કાયા કોમળ બળવા માંડી
જાણનાર કોઇ વૈદ તેડાવો જીવ જશે ઘટ છાંડી

—:o:—

છેલકાકા—　　　　૨૭

હું છું નખરાળી નાર
સામું ન જોશો લગાર　　—હું છું૦
નખરાંએ કંઇકને ઘાયલ કર્યા છે
મૂર્છા પામ્યા છે હજાર　　—હું છું૦
વાંકી ભમ્મર મ્હારી કામણગારી

નેણુ જાણે ખંજરની ધાર —હું છું૦

* * * *

સ્હામું જોશો તો પોક મૂકી રોશો
બનશો બેઅક્કલ ગમાર —હું છું૦

રજની— ૨૮

સંપ સજો વ્હાલા ભાઇઓ ! સૌ કુસંપમાં બેહાલ બન્યા
હતા ધનવાન અને બલવાન કુસંપે ધન બલહીન બન્યા—સંપ૦
સંપ હતો તો પાંડવ પાંચે સૌ કૌરવ પાડયા હેઠા
કુસંપ થયો જયચંદ પૃથુમાં તો પરજન ઘરમાં પેઠા—સંપ૦
એક એક કીડી સંપે તો ભોરિંગના પણ પ્રાણ હરે
આઆ નબળા સંપ કરે તો થોડા બળિયા શું જ કરે—સંપ૦
સંપથી લક્ષ્મી વધે ઘરમાં કુસંપવિષે તો ત્રાસજ છે
કુસંપ તજો સમજુ શાણા ! કુસંપે નક્કી વિનાશજ છે—સંપ૦

રજની— ૨૯

સમજવી એજ ખરી સતી નાર
શીલવ્રત જાણતી જીવન સાર —સમજવી૦
પતિ કોપે પણ રોષ ન ધારે
પતિ પ્રભુ ગણનાર —સમજવી૦
શોકયની સાથે સ્નેહથી વરતે
પતિનું શુભ ઈચ્છનાર —સમજવી૦

કોકિલા— ૩૦

અલબેલા ! છેલા ! નેડો લગાડી ક્યાં જશો તમે ?
રંગીલા ! વ્હાલા ! વિયોગવેદના કેમ કરી હવે સ્હેશું અમે
—અલબેલા૦

પ્રીત કરી નીભાવતા, આવા સ્નેહી જ

પ્રીત કરી તરછોડતા ભાન સમા છે તે
ભાળો પ્રેમસુજાણ! પ્રીત તોડી તરછોડી
પ્રેમીને શું જાવું ગમે? —અલબેલા૦

——:o:——

૩૧

મેના—મને ચટકાવી વિંછુટે
કોકિલા—ક્યાં?
મેના—અહિં બાઈ! માર્યો ડંખ કારી —મ્હને૦
ઝેર જીરવાય નહિ વેદના રહેવાય નહિ
માર્યો ડંખકારી —મ્હને૦
ઉતારા બોલાવો ઝેર ઉતરાવો
અંગમાં લ્હાય લ્હાય થાતી થડક, થડક થાય છાતી
રગરગમાં ઝેર ચડ્યું ભારી —મ્હને૦
અમર—ઉતાર ઝેરનો હું છું જાણું
ચુસીને ડંખ હું શાન્તિ આણું
કોકિલા—એમ!
અમર—હા; બચ્યુ બચ્યુ
કોકિલા—કહે હવે બાઈ! કેમ ત્હને?
મેના—હાશ હાશ થાય મ્હને!
તન મનમાં સીંચ્યું અમીવારિ —મ્હને૦

——:o:——

બાલયોગી— ૩૨

કહો કેમ ભલું થાય તેનું સદા જે બૂરૂં બીજાનું ચ્હાયે
જે ખાડો ખોદે પાપી બીજાને માટે તેમાં તે પટકાયે—કહો૦
ખટપટ કરી ખળ ફાવે કદાપિ પણ નભશે ન

ભલા થોડા દિન દુઃખી થાશે
પણ અંતે જગ થાયે નક્કી સત્ય તણો જય થાયે—કહો૦

———:૦:———

બધાં—

૩૩

કરજો કરૂણા જગદીશ ! સદા
ભારત કેરી કાપી આપદા
રસ કસ ધન વરસાવ સુદા —કરજો૦
જગતજનોપર સુખદ અમીકર
અંતરમાં ભર ભક્તિસુધા —કરજો૦

